# વધારાની નોંધ

**વિધાર્થી-** જીજ્ઞેશ માવી

**કોલેજ-** નવજીવન આર્ટ્સ એન્ડ કોમર્સ કોલેજ, દાહોદ

**યુનિટ- ૩ મૂડી બજાર          એમ. એ સેમ-૪ અર્થશાસ્ત્ર**

## ભારતીય મૂડી બજારનો ઈતિહાસ

## સમજૂતી

ભારતના મૂડીબજારનો ઈતિહાસ ૧૮મી સદી સાથે જોડાયેલો છે. જ્યારે ભારતમા ઇસ્ટ ઇન્ડિયા કંપનીની જામનીગીરીઓનુ ખરીદ વેચાણ થતુ હતુ. ૧૯મી સદીના અંત સુધીમા જામીનગીરીઓનુ વેપાર બિનસંગઠિત સ્વરૂપે મુંબઇ અને ક્લકતામા વેપારી ધોરણે હાથ ધરાયો હતો. આ બે મા મુંબઈએ મહત્વનુ વેપારનુ કેંદ્ર હતુ અને તે જ સમયે બેંકના શેરોનુ ખરીદ-વેચાણ પણ સક્રિય રીતે થતુ હતુ. મુંબઇના કેંદ્ર ઉપરથી કપાસની પેદાશ સાથે જોડાયલ વેપાર લગભગ અડધી સદી સુધી એક તેજીના વેપાર તરીકે થયેલ જોવા મળ્યો હતો. પરંતુ આ તેજીનો અંત ૧ જુલાઇ ૧૮૬૫ના રોજ કપાસના ભાવમા ભારે ઘટાડાના ભાગરૂપે તેમા મંદીનો દૌર શરૂ થયો હતો. ભૂતકાળમા આવો વેપાર ૧૦ થી ૧૨ શેર દલાલો કે વેપારીઓ વચ્ચે થતો હતો. અને આ વેપાર કરવા માટે આવા વેપાર દલાલો એક મોટા વડના ઝાડ નીચે ખરીદ-વેચાણ કરતા હતા. આ શેર દલાલોએ ૧૮૭૫ની સાલમા એક બિનઔપચારિક સંગઠનની સ્થાપના કરી અને ત્યારપછી કલકતા અને અમદાવાદમા પણ વેપારની સ્થાપના થઇ. બોમ્બે જામીનગીરીઓ ,કરાર,અંકુશધારો ૧૯૨૫ અંતર્ગત મે ૧૯૨૭મા

બોમ્બે સ્ટોક એક્ષચેન્જને માન્યતા પ્રદાન કરવામા આવી.

મૂડીબજાર બ્રિટિશરાજ દરમિયાન વિકસિત કે વ્યવસ્થિત સ્વરૂપ પ્રાપ્ત કરી શક્યુ નહી કારણ કે તે વખતની બ્રિટિશ સરકારને ભારતના આર્થિક વિકાસમા કોઈ રસ હતો નહિ પરિણામે ઘણી વિદેશી કંપનીઓ પોતાના ભંડોળની જરૂરિયાતો સંતોષવા લંડનના શેર બજાર ઉપર આધારિત હતી.નહિ કે ભારતના મૂડી બજાર પર ભારતની આઝાદી પછીના ગાળામા પણ ભારતીય મૂડીબજારનુ કદ કે પ્રમાણ નાનુ હતુ. પ્રથમ અને બીજી પંચવર્ષીય યોજના દરમિયાન ભારત સરકારે કૃષિક્ષેત્રે અને જાહેરક્ષેત્રન વિકાસ કરવા ઉપર ભાર મૂક્યો. આ સમય દરમિયાન મૂડીનિયામક અત્યંત નજદીકી ભારતમા ચાલતી કંપનીઓનુ નિરિક્ષિણ કરતુ હતુ. તેમજ તેના બનાવેલા નિયમોનુ પાલન કરાવતુ હતુ. પરિણામે ખાનગીક્ષેત્રની ઘણીબધી કંપનીઓ મૂડીબજારમા આવીને પબ્લિક ઈશ્યુ બહાર પાડી શકી નહિ. અને આવુ લગભગ ૪૫ વર્ષ સુધી ચાલ્યુ.

૧૯૫૦ના ગાળામા કંપનીઓ જેવી કે બોમ્બે ડાઇંગ , ટાટા સ્ટીલ, નેશનલ રેયોન , કોહિનૂર મિલ્સ વગેરે. શેર બજારમા કામ કરતા સટોડિયાઓની મનગમતી કંપનીઓ બની ગઈ. શેરબજારમા સટ્ટાનુ પ્રમાણ અત્યંત વધ્યુ. પરિણામે શેર બજારને સટ્ટા બજાર તરીકે ઓળખવામા આવ્યુ.આવુ હોવા છતા નાણા નહિ ચૂકવવાના કિસ્સાઓ કે કંપની દ્વારા દેવાળુ ફુંકાવવાના કિસ્સા ખૂબ ઓછા જોવા મળતા હતા. શેરબજારને નિયંત્રણમા કે મૂડીબજારને નિયંત્રણમા રાખવા જામીનગીરી કરારનો ધારો ભારત સરકારે અમલમા મૂક્યો.અને તે જ વર્ષ કંપની ધારો ૧૯૫૬નો અમલ કરવામા આવ્યો.૧૯૫૦ ના દાયકામા રાજ્ય નાણા નિગમો તેમજ નાણાકીય નિગમોની હારમાળાનુ સર્જન કરવામા આવ્યુ.

૧૯૬૦ના ગાળામા મંદી અનુભવાય કારણ કે આ ગાળામા યુધ્ધ અને દુષ્કાળનો સામનો કરવો પડ્યો હતો. વધારામા સરકારે ફોરવર્ડ ટ્રેડિંગ અને બદલાના વેપાર ઉપર પ્રતિબંધ મૂક્યો. આજ સમયગાળામા LIC અને GIC જેવી સંસ્થાઓએ મંદીવાળા બજારમા પ્રાણ ફૂંકીને પુનર્જીવન કરવામા મદદ કરી.૧૯૬૪મા યુનિટ ટ્રસ્ટ ઑફ ઈન્ડિયા (UTI) ભારતનુ સર્વપ્રથમ મ્યુચ્યુઅલફંડની સ્થાપના થઈ.

૧૯૭૦મા નવેસરથી બદલાના વેપાર શરૂ કરવામા આવ્યો. જેના કારણે શેરબજારમા તેજી આવી. પરંતુ ફરી પાછુ જુલાઇ ૧૯૭૪મા સરકારે એમ સૂચવ્યુ કે કોઇપણ કંપની વધુમા શેરની દાર્શનિક કિઁમત ૧૨ ટકાથી વધુ ડિવિડન્ડ આપી શકે નહિ , આ નિયમ ફરી આવવાની સાથે મંદીનો દૌર શરૂ થયો. આ જ ગાળામા

ભારત સરકારે બહુરાષ્ટ્રિય કંપનીને પોતાના રોકાણકારો સમક્ષ પબ્લિક ઈશ્યુના રૂપમા પ્રસ્તુત કરે. પરિણામ એ આવ્યુ કે ૧૨૩ જેવી રોકાણકારોને બહુરાષ્ટ્રિય કંપનીઓ ૧૫૦ કરોડના મૂલ્યોના શેરો રોકાણકારો સમક્ષ મૂક્યા. આથી ભારતમા પ્રથમવાર રોકાણકારોને બહુરાષ્ટ્રિય કંપનીઓ જેવી કે કોલગેટ ,હિન્દુસ્તાન યુનિલિવિર લિમિટેડના શેર ખરીદવાનો મોકો મળ્યો.

૧૯૭૭મા શ્રી ધીરુભાઈ અંબાણીએ રિલાઈન્સ ટેક્સટાઈલ નામની કંપની માટે શેરબજારમા શેર ઈશ્યુ બહાર પાડયુ.તે દિવસથી આજ દિવસ સુધી આ કંપની શ્રેષ્ઠ અગ્ર બની ચૂકી છે.

૧૯૮૦ના ગાળામા જામીનગીરી બજારમા પ્રચંડ વિકાસને પરિણામે લાખો રોકાણકારોને શેરબજારમા દાખલ થવાનુ સફળ થયુ. ઘણી કંપનીઓ રૂપાંતરપાત્ર ડિબેંચર બહાર પાડીને લાંબાતર કર્યો. મોટા ભાગની કંપનીઓ જેવી કે રિલાઈન્સ પેટ્રોકેમિક્લ્સ ,લાર્સન એન્ડ ટુર્બોએ મોટા કદના જાહેર ભરણા લાવીને નવુ જીવન આપ્યુ. ૧૯૮૦ના દસકામા શેરબજારોની સંખ્યામા નોંધણી પ્રાપ્ત થયેલી કંપનીઓની સંખ્યામા તેમજ બજારભંડોળમા ભારે વધારો થયેલો જોવા મળ્યો.

૧૯૯૦નો ગાળો કે દસકો ભારતીય મૂડી બજાર માટે અત્યંત મહત્વનો બન્યો. આ ગાળામા ઉદારીકરણ અને વૈશ્વિકીકરણનો ઉદભવ થયો. અને નવી ઔધોગિક નીતિએ જન્મ લીધો. મૂડી બજારના નિયામક તરીકે SEBI એ શરૂઆત કરી. ભારતમા વિદેશી સંસ્થાકીય રોકાણકારો આવતા. ખાનગીક્ષેત્રના મ્યુચ્યુઅલ ફંડોએ શરૂઆત કરી. ૧૯૯૦મા મૂડી બજારમા મોટા કદના આર્થિક કૌભાંડો પણ થયા. જેના પરિણામે નાના રોકાણકારોની શ્રધ્ધા મૂડીબજારમાથી તૂટી ગઈ. માર્ચ ૧૯૯૨મા જામીનગીરી કૌભાંડને કારણે શેરદલાલ અને સંડોવણીને કારણે મૂડીબજાર હલી ગયુ. આ કૌભાંડએ નાણાકીયતંત્રની અપર્યાપ્તા કે કચાસની પોલને ખોલી નાખી જેના પરિણામે ઈક્વિટિ સુધારાઓ દાખલ કરવામા આવ્યા. નવી ટેકનોલોજીનુ આહવાહન થયુ. વેપાર પ્રણાલીમા પરિવર્તન આવ્યુ. ૧૯૯૪મા નેશનલ સ્ટોક એક્ષ્ચેંન્જ અને ૧૯૯૨મા ઓવર ધ કાઉન્ટર એક્ષ્ચેન્જની સ્થાપના થઇ. નેશનલ સિક્યુરિટિ ડીપોઝિટરી લિમિટેડની સ્થાપના એપ્રિલ ૧૯૯૫મા થઇ. જામીનગીરી ધારો ૧૯૫૬મા સુધારા-વધારા વર્ષ ૧૯૯૫-૯૬ મા કરવામા આવ્યા. અને ઓપ્શનનો વેપાર શરૂ કરાયો.

૧૯૯૦ના ગાળામા ઈન્ફોર્મેશન ટેકનોલોજીવાળી કંપનીઓ ભારતના શેરબજાર ઉપર જબરજસ્ત પકડ અજમાવી.ઈન્ફોસિસ , વિપ્રો, સત્યમ જેવી કંપનીઓ રોકાણકારો માટે લોકપ્રિય કંપનીઓ બની ગઈ.

૨૧મી સદીના પ્રારંભમા ભારતીય મૂડી બજાર ફરી કેતન પારેખના કૌભાંડને પરિણામે બદલાનો વેપાર જુલાઈ ૨૦૦૧મા બંધ કરવામા આવ્યો. ઈન્ટરનેટ ઉપર ફેબ્રુઆરી ૨૦૦૦મા વેપારની મંજૂરી આપવામા આવી. તેલનુ ઉત્પાદન કરતી કંપનીઓનુ ભારત સરકારે ૨૦૦૩મા ખાનગીકરણ કરવાનુ નક્કી કર્યુ.

વિદેશી સંસ્થાકીય રોકાણકારો ભારતીય નાણાબજારમા મુખ્ય ખેલાડીઓ તરીકે ઉભરી આવ્યા. બોમ્બે સ્ટોક એક્ષ્ચેન્જ વધારે શક્તિશાળી બન્યુ. માત્ર ઈક્વિટિ બજારમા પણ ડેરિવેટિવ્સ બજારોમા પણ શક્તિશાળી બન્યુ.

આમ, ભારતના મૂડીબજારની યાત્રા ખૂબ લાંબી રહી છે.પરંતુ હવે આ મૂડીબજાર અત્યંત સંગઠિત અને કાર્યક્ષમ કામ કરે છે. વૈશ્વિકી અને આધુનિક બન્યુ છે. ટેકનોલોજીની દૃષ્ટિએ વિશ્વનુ શ્રેષ્ઠ સ્થાન ધરાવે છે.આમ, ભારતનુ મૂડી બજાર વિશ્વના અન્ય બજારો સાથે મળીને સુંદર કામગીરી બજાવી રહ્યુ છે.